શ્રી

# અનંગપદ્મા.

## નાટકનો સંક્ષિપ્ત સાર અને ગાયનો.

શ્રી વિદ્યાવિનોદ નાટક સમાજ માટે

રચનાર

ઠક્કુર નારાયણ વિસનજી

અનંગ અંગે હૃદયમાં, પદ્મનો અધિકાર;
અનંગ પદ્મ યોગથી અનર્થનો વિસ્તાર!

પ્રકાશક

પ્યારેલાલ ત્રિકમરાય મહેતા,
'શ્રી વિદ્યાવિનોદ નાટક સમાજ'ના માલેક.
હાલ મુકામ—આગવાડી, પ્રીન્સેસ થીએટર, કાલબાદેવી, મુંબઈ.

દ્વિતિયાવૃત્તિ પ્રત ૨૦૦૦

વિક્રમાર્ક ૧૯૭૨ ઇ. સ. ૧૯૧૫.

મૂલ્ય બે આના.

# પ્રસ્તાવના.

ઈ સ ૧૯૧૩ ના આરભમા જ્યારે શ્રી વિદ્યા વિનોદ નાટક સમાજની પ્રથમ સ્થાપના કરવામા આવી તે વેળાયે પ્રસ્તુત નાટક સમાજે રા ઠક્કુર નારાયણ કૃત ' માયા મોહની ' નામક નાટકથી પોતાના કાર્યનો અમદાવાદમા આરભ કર્યો હતો અને ત્યારપછી ચિત્રકાર કવિ રા પુલચદ ઝવેરચદ શાહ કૃત ' માલતી માધવ ' તથા ' મુદ્રા પ્રતાપ ' તમજ રાજકવિ શ્રી નથુરામ સુદરજી શુકલ કૃત 'પિતૃભકત પ્રભાકર' આદિ વીરરસ પ્રધાન, શૃગારરસ પ્રધાન તથા શાતરસ પ્રધાન નાટકો ગુર્જર રગભૂમીપર રજૂ કરી પ્રસ્તુત નાટક સમાજે અમદાવાદ, કરાચી, વડોદરા, સૂરત તથા મુંબઈ આદિ સ્થાનોમા પ્રેક્ષકોનો જે ધન્યવાદ તથા સતોષ મેળવ્યો છે, તે માટે હુ ઇશ્વરનો આભાર માનુ છુ અને આશા રાખુ છુ કે, ઇશ્વર હવે પછીના મારા પ્રયત્નોમા પણ અવશ્ય મને યશ આપશેજ જેની કૃતિથી પ્રસ્તુત નાટક સમાજે પોતાના કાર્યનુ મગલાચરણ કર્યું હતું તે રા ઠક્કુર નારાયણના નવીન નાટક ' અનગપદ્મા ' ને ગુર્જર પ્રજા સમક્ષ ગુર્જર રગભૂમિપર રજૂ કરવાની આજ્ઞા ઇચ્છુ છુ અને માનવી પ્રકૃતિને અનુસરીને કિચિત્ વિજયની આકાંક્ષા રાખુ છુ.

' માયા મોહિની ' એક કલ્પિત નાટક હોવા છતા તેમા કેટલેક અશે ઐતિહાસિક વસ્તુ લેવામા આવ્યુ હતુ, પરતુ આ નાટક કેટલાક દેશી રાજ્યોમા ચાલતા નાના પ્રકારના છળપ્રપચે અને અનગ તથા પદ્મા ( કામવિકાર અને લક્ષ્મીના લોભ ) ના કારણથી ઉદ્ભવતી કેટલીક ભયાનક ઘટનાઓ વિશેના સાભળેલા અથવા

અન્ય પ્રકારે જાણવામાં આવેલા વૃત્તાંતોના આધારે સર્વથા નવીન અને કલ્પિત જ રચવામાં આવ્યુ છે આ નાટકમાં પણ રાજા મદનકેતુ વર્તમાનકાળનો પોતાના રાજ્યનો એક સ્વતંત્ર રાજા છે, એવી કલ્પના કરવામાં આવી છે અને જે હાસ્યવિભાગ પ્રસ્તુત નાટકમા મેળવવામા આવ્યો છે, તેમાથી પણ કેટલોક ગ્રહણ કરવા યોગ્ય સાર અને સદ્બોધ પ્રેક્ષકોને મળી શકશે, એ નિર્વિવાદ છે સતી સાધ્વી આર્ય અબળાની આદર્શતા એ પ્રસ્તુત નાટકની સર્વોત્તમ સુંદરતા છે, અને તેથી એજ ભાવના રાખવામા આવી છે કે પવિત્ર આર્ય અબળાઓ મદાકિની તથા સુશીલા જેવી આદર્શ ભારતીય ભામિનીના સદ્ગુણોનું અનુકરણ કરતા શીખે અને ભારતવર્ષમાં પતિ પરાયણ, ધર્મશીલ, સતી, સાધ્વી અને રાજભકત રમણીઓ ઉત્પન્ન થાય, ભારતવર્ષ આદર્શ કામિની કુસુમના ઉત્પાદક ઉદ્યાનના નામથી ઓળખાય

અસ્તુ પ્રસ્તુત નાટક કિંચિદંશે પણ પ્રેક્ષકોના આદરને પાત્ર થશે અને એક પણ અબળા આ નાટકના નિરીક્ષણથી પોતાની કર્તવ્યશીલતાને ઓળખતી થશે, તો લેખક અને ભજવનાર ઉભય પોતાના પ્રયત્નને સર્વાંશે સફળ થએલો માનશે. સુજ્ઞેષુ કિં બહુના—

તા. ૨૫ મી ડીસેમ્બર ૧૯૧૫ શનિવાર
ભાંગવાડી–થીએટર, મુંબઇ.

પ્યારેલાલ વિઠ્ઠલરાય મહેતા.
શ્રી વિદ્યા વિનોદ નાટક સમાજના માલિક.

# અનંગપદ્મા

## નાટકનો પ્રવેશાનુક્રમથી સંક્ષિપ્ત સાર.

### કિંચિત્ પૂર્વ વૃત્તાંત

શ્યામનગરના રાજા નયપાલનીબે પુત્રીઓ હતી, તેમાંની મોટી પુત્રીનુ નામ સુનન્દના અને ન્હાની પુત્રીનું નામ મંદાકિની નયપાલની રાણી પોતાની પુત્રીઓને બાલ્યાવસ્થામાં મૂકીને સ્વર્ગવાસિની થઇ હતી. અનંગપાળ નામના એક ક્ષત્રિય કુમાર સાથે સુનદાનો લગ્ન સબંધ કરવામાં આવ્યો હતો અને નયપાલને પુત્રસતાન ન હોવાથી નયપાલના મરણ પછી રાજ્ય અનગપાળનેજ મળવાનો સંભવ હતો. એવામાં અચાનક સુનંદાનો સ્વર્ગવાસ થયો અને તેથી અનંગપાળે કુમારિકા મંદાકિનીના હસ્તની રાજા પાસેથી યાચના કરી, પણ મંદાકિનીનો પ્રેમ મદનકેતુ નામક એક બીજા ક્ષત્રિય કુમારમાં બંધાયલો હોવાથી તેનો લગ્ન સબધ મદનકેતુ સાથે થયો અને અનગપાળ સુશીલા નામની એક બીજી ક્ષત્રિય કુમારિકા સાથે પરણ્યો કેટલાક સમય પછી વૃદ્ધ રાજા નયપાલનો અતકાળ સમીપ આવી લાગ્યો અને તેણે પોતાના ન્હાના જમાઇ મદનકેતુને પોતાના મુકુટ તથા સિંહાસનનો ઉત્તરાધિકારી કરીને શાંતિથી સ્વર્ગારોહણ કર્યું. અનંગપાળને તેણે સેનાપતિની પદવી આપી હતી. દુષ્ટ અનંગપાળ મંદાકિનીમાં પ્રથમથીજ લુબ્ધ થએલો હતો તેમજ રાજ્યનો

લોભ પણ તેના હૃદયમા પ્રબળતાથી વસી રહ્યો હતો, પણ જ્યાં સુધી રાજા નયપાલ જીવતો હતો, ત્યા સુધી પોતાની આકાંક્ષાને તૃપ્ત કરવા માટે તેનાથી કંઇ પણ કરી શકાતુ નહોતુ રાજાના મરણ પછી છળ પ્રપચથી મદનકેતુને મારી તેણે રાજ્ય તથા મદાકિનીને પોતાના અધિકારમા લાવવાના નીચતા ભરેલા પ્રયત્નો કરવા માડ્યા પોતે સેનાપતિ હોવાથી પ્રથમ સૈન્યને તેણે પોતાના પક્ષમા કરી લીધુ અને મદનકેતુએ જે કેટલાક દુરાચરી અને અત્યાચારી અધિકારીઓને અધિકારભ્રષ્ટ કર્યા હતા તેમને પણ પોતાના પક્ષમા લાવીને પોતાની મહત્વાકાક્ષાની પૂર્ણાહુતિનો પ્રારંભ કરી દીધો રાજ્ય તથા મદાકિનીને પ્રાપ્ત કરવા માટેના તેના ભયકર છળ પ્રપચો ચાલી રહ્યા છે તે સમયથી આપણા પ્રસ્તુત નાટકનો આરભ થાય છે

---

## અંક ૧ લો.

પ્રવેશ ૧ લો–શ્યામનગર પાસેનુ એક ખડીયેર —

દુષ્ટ અનગપાળનો પ્રપચી સરદારો સાથે રાજદ્રોહિ મડળની ગુપ્ત સભામા વાર્તાલાપ, વર્તમાન રાજા મદનકેતુના નાશ માટેનો તેમનો નિશ્ચય અને સર્વ સરદારોના જવા પછી અનગપાળની લપટતાનો પ્રકાશ એટલામા આ ગુપ્ત મડળ વિશેની ખબર પડવાથી છુપા વેષે ત્યા આવી સતાયલી અનગપાળની નામ પ્રમાણેના ગુણ ધરાવનારી પત્ની સુશીલાનુ પ્રગટ થવુ તેનો પતિને કડવો પણ સત્ય ઉપદેશ, અનગપાળનો કોપ અને પત્નિને મારી નાખવાનો પ્રયત્ન, અચાનક સુશીલાના બધુ રતિપાળનુ તમચા સાથે નીકળી આવવુ અને પિશાચના પજામાથી દેવીનો ઉદ્ધાર

પ્રવેશ ૨ જો—અનગપાળનો એકાતવાસ—અનગપાળની સાથે ગુપ્ત પ્રેમનો સંબધ ધરાવનારી ખવાસ જાતિની દાસી ચદાનુ અનંગપાળના બોલાવ્યાથી આવવુ. અનગપાળ સાથે તેનો વાર્તાલાપ, અનગપાળે તેને સમજાવી પટાવી અને છેવટે તેના પ્રેમને છોડી દેવાની ધમકી તથા રાણી બનાવવાની આશા બતાવી અતપુરમાં રાજા અને રાણી વચ્ચે કુસપની આગ સળગાવવાનુ કામ સોપવું. પ્રેમઘેલી ચદાની તે માટે કબુલાત અને પ્રેમ વિનોદ સાથે તેનુ પ્રયાણ. સુશીલાએ પ્રપચ વિસ્તારની આ ગુપ્ત વાર્તા સાભળી પોતાના પતિને કશી હાનિ ન થાય અને રાજકુટુબને પણ એ પ્રપચની જાળમાથી છટકાવી શકાય, એવા યોગ્ય ઉપાયને યોજવાનો હૃદયમા કરેલો નિશ્ચય અને તેના સત્યપ્રિય હૃદયનો ક્ષણિક સસારના સુખોની આશાથી કરાતા કપટ ખેલો વિષે તિરસ્કાર તેના વૈરાગ્ય દર્શક ઉદ્દગાર

પ્રવેશ ૩ જો-નાટકની એકટ્રેસ ગોપીનો બગલો – નાટકમા ઍકટ્રેસ તરીકે લાઇટમા આવેલી અને નંદલાલ નખોદિયા નામના એક દલાલની ચતુરાઇથી પાચ પૈસે સુખી થએલી તરુણ અને રૂપસુદરી વિધવા ગોપીના વૈધવ્ય અને સ્વતત્ર જીવન વિષે વિલક્ષણ ઉદ્દગાર, એટલામા તેના પ્રેમી ભ્રમર અને દલાલની પદવી ભોગવતા તથા ગોપીના પ્રતાપે પૈસાટકાથી તીજોરીને ભરતા નદલાલભાઇ એક આશારામ મસાણી નામના પૈસાદાર ઉલૂને લઇને આવે છે; બાપ દાદાએ મસાણના લાકડા વેચીને કરેલી દોઢ લાખની મિલ્કતવાળા આશારામ મસાણીનુ ગોપી જે નાટક મડળમા નોકરી કરતી હતી તે નાટક મડળીના થીએટરમા કોઇ ઑડિયન્સ મૅનેજરે અપમાન કરેલુ હોવાથી એ વેરનો બદલો વાળવા માટે તેનો તે મડળીના કેટલાક

ઍકટર્સ અને ગોપી વગેરેને ઉપાડી નવી નાટક મંડળી ઉભી કરવાનો વિચાર અને તેના હૃદયમાં ગોપી વિષે ખોટો મીઠો વિકાર ગોપીનું સાતસોના પગારથી અને નંદલાલનું મૅનેજર તરીકે બસેંના પગારથી સાટુ નક્કી અને બીજા માણસોને ઉડાવી નાટક મંડળી ચાલુ કરવાની વાત પકકી આશારામના ગયા પછી ગોપી તથા નંદલાલનો આવા મૂર્ખ મનુષ્યની મૂર્ખતા વિષે ઉપહાસ અને 'જેવી લુચ્ચી લાલબાઇ તેવા લુચ્ચા ભીમભાઇ' વાળી કહેવતનો પ્રત્યક્ષ પ્રકાશ.

**પ્રવેશ ૪ થો–રાજા મદનકેતુનો ઉદ્યાનયુક્ત મહાલયઃ—** ઉદ્યાનમા વસંતની શોભા વિસ્તરી રહી છે, ત્યા રાણી મંદાકિની અને તેની સખીઓનો પરસ્પર વસંતકાલીન શૃંગારવિનોદ. રાજાનુ આગમન અને રાજ્યમા પ્રપંચનો આરંભ થવા વિષેની એક આર્ય અબળાની નામ વિનાની આવેલી પત્રિકા રાણીને વંચાવવી ત્યારપછી પ્રજાપર અધિકારીઓના થતા અત્યાચાર વિષેની અને રાજધર્મ વિષેની ચર્ચા, રાજાનો રાતે છુપા વેશે નગરચર્ચા જોવાનો નિશ્ચય અને ત્યારપછી ભોજન તથા વિશ્રાંતિ માટે ઉભયનુ અંતપુરમા પ્રયાણ

**પ્રવેશ ૫ મો–રાજમહાલય પાસેના ઉપવનનો એક ભાગઃ–** અનંગપાળનો પ્રવેશ અને પોતાની ચઢતી કળા તથા પ્રપંચના દાવમા ફાવવા વિષેનો આનંદ. સુશીલા પોતાના ભાઇને લઇને પીયરમાં ગયેલી હોવાથી તેનો હર્ષ. દાસી ચન્દા સાથે તેનો મેળાપ, રાજા મદનકેતુ ગુપ્ત વેષથી નગરચર્ચા જોવાને એજ માર્ગે થઇને નીકળવાનો હોવાથી પ્રસંગને સાધી રાજાના કાન ભંભેરવા વિષેની ચન્દાને તેની સૂચના. સૂચના પ્રમાણે ચન્દાએ બજાવેલુ કામ અને રાજાનો રાણીના વ્યભિચારના કારણને શોધવાનો નિશ્ચય દેવના હૃદયમા શંકા, પિશાચિનીનો સંચાર.

પ્રવેશ ૬ ઠ્ઠો-નાટક મંડળીનો રીહર્સલ હૉલ-નંદલાલ નખ્ખોદિયાના ખુશામદ અને દલાલીની ચમત્કાર ભરેલી કરામત વિશે બહુજ ઉચ્ચ વિચાર. ગોપીનું આગમન અને નંદલાલ સાથે પ્રાઇવેટ રૂમમાં ચાહે પીવા જવુ. નાટક મંડળી ચાલતી થવાથી આશારામ મસાણીનો હર્ષ અને ગોપીના નંદલાલ સાથેના પ્રેમ વિશે દ્વેષ. નંદલાલને બોલાવી નાટક લખનાર કવિ ન મળવા વિશે ચિંતા, એટલામા તેમની જાહેર ખબર વાંચી કવિરાજ અને રાજકવિ રમાનંદનુ આવવુ, રમાનંદની વાચાળતા તથા અભિનયકળાનો પરિચય અને ગોપીને ખાનગીમા એકટીંગ શીખવવાનું કામ તેને સોપાતાં ગોપી સાથે તેના પ્રેમનો આરંભ; અગ્નિનો સ્પર્શ અને ઘીનુ પીગળવું.

પ્રવેશ ૭ મો-રાજા મદનકેતુનુ શયનગૃહ-રાણી મંદાકિની પોતાની પર્યંક શય્યામા ગાઢ નિદ્રાને આધીન થએલી છે; એવામા રાજા મદનકેતુ ધીમા પગલાથી પ્રવેશ કરે છે અનંગપાળના સ્હાયક હબશી ગુલામની કપટયુકત વાતોથી શંકા પિશાચિનીને વશ થએલો મદનકેતુ કેટલીકવાર સુધી હૃદય સાથે વિચારયુદ્ધ ચલાવી છેવટે રાણીને જગાવે છે; રાણીના વિનય યુકત પ્રશ્ન અને રાજાના સર્વથા વિરૂદ્ધ ભાવ દર્શક તથા ભયંકર ઉત્તર. છેવટે રાજાએ મંદાકિનીપર ખુલ્લા શબ્દોથી મૂકેલો વ્યભિચારનો આરોપ, પતિવ્રતા રાણીના શુદ્ધ હૃદયમાં ભયંકર આઘાત અને પોતાને નિર્દોષ સિદ્ધ કરવા માટે તેનો કરૂણાજનક બચાવ રાજાના સંશયનુ નિવારણ ન થવાથી સતી મરવા માટે તૈયાર અને મદનકેતુના તમંચાનો શિકાર. અનંગપાળ અને ચંદાનુ આવી લાગવુ; એક બીજાને જોઇ સ્મિત કરવુ અને સ્તબ્ધ થવુ. ટૅબ્લો.



# અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો—સેનાપતિ અનંગપાળનો આવાસ.—**
પોતાના પાપી પતિના પ્રપંચ યુક્ત કર્મોની તપાસ રાખવા માટે અને રાજારાણીને તેના પ્રપંચજાળમાંથી છટકાવવા માટે પીયરમાંથી ગુપ્ત રીતે આવી પુરૂષવેષ ધારી વિલાસી નામથી અનંગપાળની નોકરીમાં રહેલી સાધ્વી સુશીલાના દુષ્ટ પતિની સ્ત્રીની દુર્દશા વિશે ઉદ્દગાર ડૉક્ટર કુમાર સ્વામીને લઇને અનંગપાળનું આવવું અને તેમના ગુપ્ત વાર્તાલાપથી રાજાના તમંચાનો શિકાર થએલી રાણીના શરીરને વનપશુઓના ભક્ષ માટે જંગલમાં ફેંકાવી દેવાનું કહી તે મરી ગએલી ન હોવાથી, કિંતુ સખ્ત ઘવાયલી હોવાથી અનંગપાળે તેને એક ગુપ્ત સ્થાનમાં રખાવી ડોકટરના હાથે તેની સારવાર કરાવી હતી અને અત્યારે તે સારી સ્થિતિમાં આવતી જતી હતી, એ ભેદ સુશીલાના જાણવામાં આવવો. રાજાને વિષ પ્રયોગથી પોતાના માર્ગમાંથી દૂર કરી રાજ્ય મેળવ્યા પછી મંદાકિની સાથે વિલાસસુખ ભોગવવા વિશેની અનંગપાળની આકાંક્ષા અને ડોકટર સાથે તે વિશેની મંત્રણા, ચંદાના હાથે એ કાર્યને પાર પાડવાનો નિશ્ચય સુશીલાના નશ્વર જગત્ વિષે ખેદદર્શક ઉદ્દગાર, ચંદાનું આવવું અને પુરૂષવેષધારિણી સુશીલા (વિલાસી) ના મનોહર સૌંદર્યને જોઇ તેનામાં આસક્ત થવું. ત્યારપછી ચંદાની અનંગપાળ સાથે વાતચીત અને કોઇ નિમિત્તે વિલાસીને પોતાને ત્યાં આવતો જતો કરવાના ઉદ્દેશથી પોતાથી વારંવાર આવી શકાય તેમ ન હોવાથી કામકાજના સંદેશા વિલાસીદ્વારા ચલાવવાનું અનંગપાળને જણાવી પોતાનું ઘર બતાવવાના નિમિત્તથી વિલાસીને પોતાની સાથે લઇને તેનું પ્રયાણ

પ્રવેશ ૨ જો—એકટ્રેસ ગોપીનો બગલો—કવી રમાનંદ સાથે બંધાયલા પ્રેમથી ઉન્મત બનેલી ગોપીના સંતોષદર્શક ઉદ્‌ગાર એટલામા આશારામ તથા નંદલાલનુ આવવુ આશારામે કરેલી ગોપીના પ્રેમની યાચના અને નંદલાલની હાજીહાથી તે માગણીને અપાયલી પુષ્ટિ, તેમની આ ભાંજઘડને છુપાઇને સાભળતા ઉભેલા રમાનંદ રાજકવિનુ પ્રકટ થવુ, અને ગોપી તથા તેના પુનર્લગ્ન કરવાના વિચારનું દર્શન આશારામ તથા નંદલાલની નિરાશા અને ગોપી તથા કવિ રમાનંદનો આનંદ.

પ્રવેશ ૩ જો—રાજદાસી ચન્દાનો આવાસ—વિલાસી માની પોતાની આસક્તિથી ઘેલી બનેલી ચંદાની તેના પ્રેમરસના પાન માટે આતુરતા લાગ આવેલો જોઇને શૃગારવિનોદથી ચંદાનો પોતામા વિશેષ લુબ્ધ કરી સત્યના માર્ગમાં લાવવાનો વિલાસીનો પ્રયત્ન અને ચન્દા તેના ઉપદેશને આધિન વિલાસીએ અમુક કાર્યસિદ્ધિની પ્રતિજ્ઞા હોવાથી તે પૂર્ણ થયા પછી તેની સાથે લગ્ન કરી તેને વિલાસસુખ આપવાની બતાવેલી આશા

પ્રવેશ ૪ થો—અનંગપાળનો ખાનગી આવાસ—રાજદ્રોહિ મંડળના કેટલાક સરદારો સાથે અનંગપાળનો ગુપ્ત વાર્તાલાપ અને અલ્પ સમયમા મદનકેતુને મારી રાજ્યમા પોતાની સતા સ્થાપવા વિશેનો તેમનો નિશ્ચયાત્મક નિર્ધાર ત્યારપછી ચંદા પોતાને ત્યાં આવતી અટકી ગએલી હોવાથી વિલાસી (પોતાના નોકરને) પોતાના વિશ્વાસમા લઇ ડૉકટર કુમાર સ્વામીએ મોકલેલી ઝેરની શીશી તથા એક ચિઠી ચંદાને આપવા માટે મોકલી બીજી કેટલીક સૂચના સાથે વિદાય કરે છે, પણ તે જવાને બદલે છુપાઇને અનંગપાળના ઉદ્‌ગાર

સાંભળે છે રાજાના મરણનુ કાર્ય ચંદાના હાથે સમાપ્ત થયા પછી ચંદાને પણ કાંટા પ્રમાણે છાટી નાંખી મંદાકિની સાથેના પોતાના વિલાસ માર્ગને નિષ્કંટક બનાવવાને, તેનો વિચાર અને વિલાસીને તેનાપર ધિક્કાર વર્ષાવી સ્ત્રી ચરિત્રથી તેના એ દુષ્ટ વિચારોને નિષ્ફળ કરવાનો દૃઢ નિર્ધાર

પ્રવેશ ૫ મો—રાજા મદનકેતુનુ વસંતભવન'--કોચપર સૂતેલા રાજાને પંખો કરતી ચંદા રાજાને નિદ્રાવશ થએલો જોઇ ઝેરની શીશી હાથમાં લઇને નીકળેલા કેટલાક શુભાશુભ વિચાર અને' વિલાસીના સ્નેહનો તેના હૃદયમાં પ્રબળ વિકાર, વિલાસીનુ આવવુ અને રાજાને ઝેર આપી દેવા માટે તેનો ચંદાને ઉપદેશ, ચંદાની પ્રથમ "ના" પણ પછીથી વ્હાલાના હુકમને તાબે થવા માટે તેની તેયારી. રાજા મદનકેતુનુ જાગૃત થવુ અને તેનો સમસ્ત સ્ત્રીજાતિ પ્રતિ ધિક્કાર, વિલાસીનો તેની સાથે સંવાદ અને સ્ત્રીની ઉત્તમતાને સિદ્ધ કરવાની તેની બળવતી ચેષ્ટા. ત્યાર પછી શોકના શમન માટે મદિરાપાન અને વારાંગનાનાં નૃત્યગાનનો સમારંભ. ચંદાને હાથે મદિરામા રાજાને વિષ પ્રયોગ, રાજાનું નિશ્ચેષ્ઠ થવુ વિલાસીએ સીટી વગાડતા સૈનિકો તથા ડોકટર કુમારસ્વામી સાથે અનંગપાળનું આવી લાગવુ અને રાજાના મરણનો અપરાધ ચંદાના શિરપર મૂકી ચંદાને ચતુર્ભુજ કરવી. ટૅબ્લો.

પ્રવેશ ૬ ઠો નાટકશાળામાનો ગોપીનો ખાનગી રુમઃ-ગોપીના પ્રેમને મેળવવાના પોતાના પ્રયત્નમા નિરાશ થએલો આશારામ મસાણી કવિને કઢી મુકવાના વીચાર કરે છે. એટલામા ગોપી સાથે પુનર્લગ્ન કરીને કોટ તથા હૅટપર 'રીઝર્વ્ડ' તથા 'એન્ગેજડ' શબ્દો લખાવી વીચીત્ર અવતારમા પોતાના આનંદને દર્શાવતો કવિ

પ્રવેશ કરે છે; તેના કેટલાક વિલક્ષણ ઉદ્‌ગાર અને ત્યાર પછી ગોપી સાથે શૃંગાર વિનોદ, આશારામ મસાણીનો કોપ અને કવિને રજા. ગોપીનું પણ નોકરી છોડીને કવિ સાથે પ્રયાણ અને આશારામની આશાનું સત્યાનાશ.

પ્રવેશ ૭ મો-ભૂગર્ભમાંનુ કારાગૃહ—જે ભૂગર્ભમાંના કારાગૃહમાં રાણી મંદાકિનીને ગુપ્ત રીતે રાખવામાં આવી છે, ત્યા વિલાસી (સુશીલા) પોતાના બંધુ રતિપાલ તથા રતિપાલના બે વાઘેર મિત્રો સાથે પ્રવેશ કરે છે. આજે અનંગપાળ રાણી જો સીધી રીતે ન માને તો બળાત્કારે પણ પોતાની ઇચ્છાને તૃપ્ત કરવાને આવવાનો છે એ વાત વિલાસીના જાણવામા આવેલી હોવાથી તેનો રાણીના પાતિવ્રત્યને રક્ષવાનો નિર્ધાર તે સર્વનુ છુપાઇ જવુ અને અનંગપાળનું એક દાસી સાથે આવવું, દાસીને, રાણીને ઓરડામાથી બહાર લાવવાની અને પોતાના બે સાથીઓને સભાળ રાખવાની આજ્ઞા, મદાકિનીનુ ઓરડામાથી બહાર આવવુ અને પ્રથમ તેની સાથે કેટલાક કુશળ પ્રશ્નોત્તરનો પ્રકાર ચાલ્યા પછી અનંગપાળની તેના પ્રેમમાટેની યાચના. સતી રાણીનો ભયકર ધિક્કાર, છેવટે વાદ વિવાદમાં ન પહોંચવાથી અનંગપાળ બળાત્કાર કરવાને તૈયાર અને નકાબપોશ વિલાસી તથા તેના સહાયકોના હાથથી છેલ્લી ઘડીએ રાણી મંદાકિનીના પાતિવ્રત્યનો બચાવ. અનંગપાળના બે સાથીઓના વધ અને પાપનો પરાજય. ટેબલો.



## અંક ૩ જો.

[સંદર્ભ-જેવી રીતે રાણી મદાકિની ગોળી લાગવાથી સખ્ત ઘવાઇ હતી છતા રાજાએ તેને મરી ગએલી ધારવાથી દુષ્ટ અનગ પાળે તેના શબને વન પશુઓનો ભક્ષ બનાવવાનું નિમિત્ત બતાવી તેને એક ગુપ્તસ્થાનમા રાખી પોતાના અપવિત્ર વિકારો શાત કરવાના ઉદ્દેશથી તેને ઔષધોપચારથી આરોગ્ય દશામાં લાવવાની યોજના કરી હતી, તેજ પ્રમાણે અનગપાળે રાજાને આપવા માટે આપેલા ઝેરને બદલે વિલાસીએ રાજાને મનુષ્યને મગ્ણ સમાન દશામાં નાખી દેનાર એક વિશિષ્ટ ઔષધનુજ પાન કરાવ્યુ હતુ અને પોતાના બધુ તથા વાઘેરોની સહાયતાથી રાજાના શરીરને એક નિર્ભય સ્થાનમા પહોચાવીને એક બીજાજ મનુષ્યજને મારી રાજાના શબ તરીકે ઓળખાવી સ્મશાનમા તેનુ અનગપાળના દેખતાજ દહન કરાવ્યુ હતુ, કારણ કે, અનગપાળ વિલાસીને વિશ્વાસપાત્ર માનતો હોવાથી રાજાને વિષ આપવાનુ તથા પછીથી તેના શબને બાળવા વગેરેનું કાર્ય તેનેજ સોપાયુ હતુ આ ઘટના નાટકમા પ્રત્યક્ષ બતાવેલી નથી, પણ તૃતીય અકના પ્રથમ પ્રવેશમાં રાજા મદનકેતુ સાથેના સંભાષણમા એ ઘટનાઓનો ઉલ્લેખ કરાયલો છે]

પ્રવેશ ૧ લો-રાજસ્મશાન ભુમિ અનગપાળે મૃત રાજા પ્રાત પોતાની લાગણીને બતાવી પ્રજાને ઠગવા માટે બધાવેલા રાજા મદનકેતુના સ્મરણ સ્તભ પાસે ઉભેલા વિલાસીના જગત્ ક્ષણ ભગુરતા અને અસારતા વિશે વૈરાગ્ય દર્શક ઉદ્ગાર, એટલામા રતિપાલનુ આવવુ અને વિલાસીએ પૂછેલા રાજા તથા રાણીના કુશળ સમાચાર, વિલાસીની તેને પ્રથમ મહારાજાને તથા ત્યાર પછી સ કેત

મળતાં મહારાણીને ત્યાં લાવવાની આજ્ઞા. મદનકેતુનો પ્રવેશ અને સ્મશાન વૈરાગ્ય વિલાસીએ તેને જણાવેલી અનંગપાળના કારસ્થાનની કથા અને તે સાંભળી પોતાની નિર્દોષ રાણીને અવિચારથી મારવા માટે તેનો શોક અને તેના હૃદયમાં અનંગપાળ વિશે પ્રકટેલો કોપાગ્નિ. વિલાસીએ તેને શાંતિથી કામ લેવાનો ઉપદેશ આપી એક સમાધિ સ્તંભ પાછળ ઉભા રહેવાનું જણાવી રાણી મંદાકિનીને બોલાવવી વિલાસીએ મદનકેતુના સ્મરણ સ્તંભને બતાવી રાણીને રાજાના સ્વર્ગવાસની વાત જણાવ્યાથી સતી રાણીનો ચિતામાં બળી સતી થવાનો નિર્ધાર, વિલાસીનો તેની સાથે સંવાદ અને રાણીના સત્યની કસોટી છેવટે રાણીનો ત્યાંજ આત્મહત્યા કરીને મરી જવાનો નિશ્ચય, એટલામાં અધીર મદનકેતુનું પ્રકટ થવું, બંને એક બીજાને મરી ગયેલા માનતા હોવાથી બંનેના આશ્ચર્યની સીમા અને સ્તબ્ધતા પતિપત્નીનું મીલન ! અચાનક અનંગપાળના રાતે ગસ્ત કરવા નીકળેલા ત્રણ ચાર સૈનિકોનું આવી લાગવું; તેમની તલવારો મ્યાનમાંથી બહાર—એટલામાં રતિપાલ તથા તેના મિત્રોના ગોળીબાર અને તે સૈનિકો ગોળીબારના શિકાર. ધર્માત્માઓનો પાપીઓના પાશમાંથી ઉદ્ધાર !

**પ્રવેશ ૨ જો—મિસિસ રમાનન્દ (ગોપી)નો બંગલો**—પુનર્લગ્ન કર્યા પછીનો ગોપીનો જોવા લાયક અવતાર પોતાના હાથમાંથી રમાનંદે છટકાવેલી સોનાની ચલ્લીને અને તેના પ્રેમી ચકલાને પાયમાલ કરવાના વિચારથી દુષ્ટ નંદલાલનું આવવું ગોપી સાથે તેની વાતચીત અને ગોપીના કવિના વ્હેમી સ્વભાવને લીધે ઘરમાં રોજ ચાલતી તકરારોથી અને ખોવાયલી સ્વતંત્રતાથી બતાવેલો પોતાનો

ફટાળો નંદલાલે જો તે રમાનંદ સાથે છૂટા છેડા કરે તો એક જાગી રદાર સાથે સાટુ નક્કી કરી હજારોની આવકનો બતાવેલો લોભ અને ગોપી લોભના જાળમાં. તેનો છૂટા છેડા કરવાનો નિશ્ચય. આ બધી બાબત છુપાઇને ઉભેલા રમાનંદે સાંભળવા છતાં બતાવેલી અજબ શાંતિ અને ગોપીને ગભરાવી દશહજાર રૂપિયા લઇને છેવટે પોતાના અવતારને પ્રાયશ્ચિત્તથી સુધારવા માટે છૂટા છેડા કરવાની તેણે બતાવેલી વિક્રમાદિત્ય સમાન ઉદારતા, અને પુનર્લગ્ન તેમજ પ્રેમલગ્ન અને ઇન્ટરમેરેજ વિશે તેનો અંતઃકરણપૂર્વક તિરસ્કાર !

પ્રવેશ ૩ જો—મહારાજા અનંગપાળનું વસંતભવન—અનંગપાળના સ્ત્રીની મોહિની વિશે ઉદ્ગાર: વડારણોનું દેશી સંગીત અને ત્યાર પછી બંદિની ચંદાનો પ્રવેશ, સુશીલા પિયરમાંથી પાછી આવેલી ન હોવાથી અને મંદાકિની હાથમાંથી છટકી ગએલી હોવાથી સ્ત્રીના સમાગમ વિના જીવનને નિરર્થક માનતા કામાસક્ત અનંગપાળની ચંદાના પૂર્વ પ્રેમની પુન યાચના. વિલાસીમાં સંપૂર્ણ આસકત થએલી અને તેના ઉપદેશોથી પાપને ધિક્કરતાં શીખેલી એક વખતની છટકેલી ચંદાના આદર્શ ધર્મવિચાર અને અનંગપાળપર તેણે વર્ષાવેલો ભયંકર તિરસ્કાર. છેવટે મદોન્મત્ત અનંગપાળનો તેનાપર બલાત્કાર અને તેને મારી નાખવાનો નિર્ધાર; પણ એટલામા વિલાસી રાજામદનકેતુ, રતિપાલ તથા તેના વાધેર સાથીઓનુ આવી લાગવુ અને ધર્મના શસ્ત્રથી પાપીના પ્રયત્નનો પ્રતિકાર—અનંગપાળ બન્દિવાન્ અને મદનકેતુનો જયજયકાર !

પ્રવેશ ૪ થો—અમદાવાદમાંની એક ધર્મશાળા:—ધર્મશાળાના કારકુન શંકરલાલનો કારકુનની માઠી હાલત વિશે બળાપો;

એટલામા નાટકના ધંધામાં પંચોતેર હજારનું પાણી થવાથી પુનઃ મસાણમાં લાકડાં વેચવાના બાપદાદાના ધંધામાં લાગેલા કરાંચીમા મસાણમાં લાકડાં વેચવાનો કોન્ટ્રેક્ટ લેવા ગએલા આશારામ મમાણીનું કરાંચીથી આવતાં આરામ લેવા માટે ધર્મશાળામા આવવુ અને તરતજ પ્રાયશ્ચિત કરી દેશમાં જઇ નવાં લગ્ન કરી પાછા શ્યામનગર જતાં રમાનંદનું ત્યા આવી લાગવુ તેમની કેટલીક વાતચીત અને ખુલાસા, ત્યાર પછી ગોપી હાથમાંથી ચાલી જતા પોતાની કમાણીને ચાલુ રાખવા માટે દિલ્હી લખનૌથી ત્રણ ભોળી બાળાઓને ઉપાડી લાવી પાછા ગામ જતાં નંદલાલભાઇનું પણ ત્યાં પધારવુ. ધર્મશાળામાં હિન્દુસ્તાની છોકરીઓનુ નાચગાયન ધર્મશાળાના કારકૂનનો પોકાર અને રૂમને સાફ કરવા માટે જાગીરદારને બદલે એક જુગારી સાથે નંદલાલે અથડાવાથી દોલત બરબાદ થતાં ઉદર પોષણ માટે ધર્મશાળામા ચાકરડી તરીકે રહેલી ગોપીનો પ્રવેશ. તેને ઓળખતાં સર્વનુ આશ્ચર્ય, ગોપીનો પશ્ચાતાપ અને વ્યભિચારિણી સ્ત્રીની દુર્દશાનું પ્રત્યક્ષ ચિત્ર, દયા આવવાથી રમાનંદે ગોપીને ધર્મની બહેન માની તેના પોષણભારને પોતાના શિરપર ઉપાડવાની બતાવેલી ઉદારતા, આશારામની અનુકંપા, હિંદુસ્તાની બાળાઓને ગભરાટ અને નંદલાલના ફંદામાંથી છૂટવાનો તેમનો વિચાર તેમને આશારામ તથા રમાનંદની મદદ અને છેવટે પોતાના સ્વાર્થ માટે નિર્દોષ નરનારીના અવતારોને બગાડનાર નફ્ટ નંદલાલ નખ્ખોદિયાને પડેલા ખાસડાંના માર સાથે હાસ્યવિભાગની સમાપ્તિ.

પ્રવેશ ૫ મો—મદનકેતુના મહાલયમાં ચન્દાનો આ-

વાસ —ચન્દાની સખીઓ વિલાસીની ગેરગે પોતાની સખીના થનાર ભાગ્યોદય વિષે વાર્તાલાપ કરે છે, ત્યા ચન્દા આવી લાગે છે, અને સખીઓ તેના સ્નેહ ઉદ્ગાર છુપાઇને સાભળે છે ત્યાર પછી સખીઓનો ચન્દા સાથે કેટલોક મધુર વાણી વિનોદ, વિલાસીના આવવાથી સખીઓનુ પ્રયાણ અને ચન્દા તથા વિલાસીનો શૃગાર સવાદ.

પ્રવેશ ૬ ઠો શ્યામનગરની રાજસભા —અનગપળ તથા તેના સાથીઓપરના આરોપો સિદ્ધ થઇ ચૂકેલા હોવાથી અનગપાળને મરણની અને ડૉકટર તથા હબસી ગુલામને અપાયલી આજન્મ કારાગૃહવાસની શિક્ષા વિલાસી પોતાની સેવાના બદલામા ઇચ્છિત વસ્તુ માગવાનુ વચન મેળવી પોતાના સત્ય સ્ત્રીરૂપમા સુશીલા તરીકે વ્યક્ત થાય છે. અને રાજા પાસેથી સૌભાગ્યનુ દાન ઇનામ તરીકે માગે છે અપરાધીઓને ક્ષમા અને સુશીલા પોતે સ્ત્રી હોવાથી ચન્દાનો સુશીલાના બન્ધુ રતિપાલ સાથે લગ્ન સબધ ઇતિ વિસ્તાર અને આશીર્વાદાત્મક ભરતવાક્ય સાથે નાટકની પૂર્ણાહુતિ



# નાટકનાં પાત્રો.

## પુરુષ પાત્રો.

**મદનકેતુ** . ...શ્યામનગરના તરુણ અને ધર્મશીલ રાજા, મંદાકિનીનો પતિ

**અનંગપાળ** ...મદનકેતુનો સાઢુ અને સેનાપતિ, છળપ્રપંચની સજીવન પ્રતિમા અથવા જીવતો શયતાન.

**વિલાસી**... પુરૂષવેષ ધારિણી સાધ્વી સુશીલા

**રતિપાલ** .. ...સુશીલાનો બંધુ અને અનંગપાળનો સાળો.

**બાકર** ... ...એક હબસી ગુલામ.

**કુમારસ્વામી** ..રાજાનો ખાસ ડૉકટર અને અનંગપાળનો સાથી.

**આશારામ** ...મમાણીની અટકથી ઓળખાતો એક નવીન નાટક મંડળી ઉભી કરીને થએલો નાટક મંડળીનો માલિક અને એકટ્રેસ ગોપીનો આશક

**નંદલાલ** .. ..નખ્ખોદિયાની અટકથી ઓળખાતો ગોપીના પ્રતાપે પૈસાદાર થએલો પ્રેમ બજારનો નામચીન દલાલ.

**રમાનંદ** .. ...રાજકવિ અને કવિરાજના નામથી પોતાને ઓળખાવનાર એક હડતરિયો કવિ; સુધારાના પ્રવાહમાં તણાઇ કુંભારણ ગોપી સાથે પુનર્લગ્ન કરી તેનો થએલો નાતરાનો ધણી અને પછી ડોકર ખાઇને ઠેકાણે આવેલો સદ્‌ગૃહસ્થ

એ ઉપરાત રાજદ્રોહ મંડળમાના સરદારો, સૈનિકો, પ્રતિહારી, વાધેરો, પ્રધાન અને સભાસદ ઇત્યાદિ.

## સ્ત્રી પાત્રો.

**મદાકિની**......રાજા મદનકેતુની મહા સૌંદર્યવતી અને સતીરાણી

**સુશીલા**... ...અનગપાળની મંદાકિનીની જ્યેષ્ઠ ભગિની સુનદાના સ્થાને આવેલી નવીન પત્ની. પિશાચની દેવી તુલ્ય દારા, આર્યાવર્તની આદર્શ અબળા

**નન્દા** ... . પ્રથમ પાપ માર્ગમા વિચરનારી, પણ પાછળથી વિલાસીના સમાગમથી ધર્મશાલિની થએલી ખવાસ જાતિની એક દાસી.

**ગોપી** ... .. કુંભાર જાતિની એક વિધવા; નાટકની એકટ્રેસ થઇ ચકડોળે ચઢેલી અને પછીથી ઠોકર ખાઇને ઠેકાણે આવેલી એક છટકેલી સ્ત્રી. એ ઉપરાંત સખીઓ, દાસી, વારાગનાઓ વડારણો ઇત્યાદી.

સ્થળ—શ્યામનગર તેની આસપાસનો પ્રદેશ અને અમદાવાદ.



# અનંગપદ્મા

## નાટકનાં ગાયનો.



(૧)

નાન્દી

આળાઓ-શ્રી મોરારજી મંગળકારી

દિવ્ય ધામ મૂર્તિ તારી—શ્રી૦

સાગર માંહિ નૌકા વિણુ તારી,

ભયકર તોફાનો દે નિવારી;

ધાર વરદ કર શિરપર.

જય જય કર શાંતિ પ્રસારી—શ્રી૦

(૨)

ચન્દા-જોબનિયુ મારૂ આ કારી કટાર,

કરે એ જખ્મ જીવ લેનાર—જોબનિયું.

ચીરે રતિધારે, છાતલડી સારે;

વીતે નહિ મારી રાત લગારે.

જાગીને થાય છે સ્હવાર (૨)—જોબનિયું.

વેરી અનગે, ચઢાવી તરંગે;

વિકાર અગે, રગે ઉમંગે

ચોળીના બંધ ટૂટનાર (૨)—જોબનિયું.

ચંદા— (૩)

પ્રેમરંગી વિહારી આજ આવો
રસીક પાન પીજીએ
કળા ચંદની રસીલી વ્હાલા વિના નવેલી

અનંગ— પ્રીતી પાત્ર અરસ પરસ
ભકતીભાવે ભરીશુ રાજ—રંગી૦
અંતર શુદ્ધ કુસુમ જેવું તારૂં રસીલું

ચન્દા— વ્હાલા પ્રેમી લ્યો સુગંધ માંહી

અનંગ— મળી પ્રમદા પ્રીયધાર થયો સફલ આ અવતાર.

સુશીલા— ( ૪ )

જૂઠો આ સંસાર છે સહુ જૂઠો કારભાર,
જૂઠો કારભાર જગનો જૂઠો છે વ્હેવાર,
સર્વે સારઅસાર મૂરખા ! સમજ લગાર—જૂઠો.
ખેલ ખલકનો સઘળો ખોટો જેમ વિદ્યુત ચમકાર
જાદુગરની બાજી માફક સાર નહીં તલભાર—મૂરખા.
અલ્પ આયુ છે તારૂ જીવડા કરજે પર ઉપકાર;
'ભુત દયા' એ સુત્ર શીખજે તરવા આ ભવપાર—મૂરખા.

( ૫ )

ગોપી–રસીલી હું જોબન ઘેલી છું નાર.
નયન ઇશારે, કારી કટારે,
કામીને કરૂં ઘાયલ હું નિરધાર—રસીલી.
રૂપ જોઇને દાના દીવાના થયે,

જ્યાં જાઉં ત્યા લોકો રાહે છૂપાયે;
અવળચડા મારી આડે ફરીને
અડપલાં કરે છે હજાર--રસીલી૦

( ૬ )

નંદલાલ–નદલાલ ગોપીની જોડ વાહવાહ
ગોપી– જેમાં નહીં ખાપણુ કે ખોડ વાહવાહ
જેવી લુચ્ચી લાલબાઇ
નદલાલ–તેવા છે આ ભીમભાઇ—નદલાલ૦
ગોપી– ગોપી ગુલાબી બગીચો ઇરાની માળી છે તેનો નદલાલ;
નંદલાલ-રંગીન ફુલડાં તાજાં સુગધી લ્હે જેનુ ભાલવિશાળ
ગોપી– આખના ઇશારામાં ઘાયલ બને સહુ આશક મરે છે હજાર
હાય મારા આશક મરે છે હજાર—જેવી લુચ્ચી.

( ૭ )

સખીઓ—યુવતિ નવેલીરે મન્મથ પૂજન કરવા ચાલી,
રગી દુકૂલ નાના રગે, કરતી સ્પર્ધા વસત સગે;
કઠે ધરી બકુલની માળ—યુવતિ.
મંદાકિની-કાન્તાના રતિરાસથી વસત સુખકર થાય;
જેમ રજની ચદ્રયોગે, પ્રફુલ્લ અતિ દેખાય;
સખીઓ—રજની ચંદ્ર રમે છે રગે, સખિ ! રમજો સ્વામી સગે
મદાકિની–મન મલકાય, મદ છલકાય—યુવતિ.

( ૮ )

સખીઓ -કાન્ત સંગે ઉમગે વસત રગમાં;

ઝીલી ઝીલાવ પ્રેમના તરંગમાં—કાન્ત.
મધુર મધુર હાસ્ય કરી દાસ્ય તું બતાવજે;
લોચનશર મારી લલિત લાસ્યથી લોભાવજે;

મંદાકિની-લાગ્યુ મને એ રસીલાનુ ધ્યાન (૨)
ભાન ભૂલી આ ભામા મોહી અનંગમાં—કાન્ત.

સખીઓ—મદનકેતુ નામ અર્થ જેનો અનંગ છે;
રતિ સમાન મદન મૂર્તિનો તને પ્રસંગ છે;

મંદાકિની-ગાતી લજાતી રમા પ્રેમગાન (૨)
માન મેલી લપાઇ પતી ઉછંગમા—કાન્ત

(૯)

મંદાકિની—કાન્ત મુકુટમણી રસિક રતિ વિહારી;

મદનકેતુ—કામિની કટાક્ષ કારી;

મંદાકિની—મદન માર હરે ધૈર્ય રમણુ ! મંદિરે પધારો...કાન્ત

મદનકેતુ—વસે મન કુસુમ રસે, ભોગી ભ્રમર કેમ ખસે;

મંદાકિની-મધુર પુષ્પ ચૂસો અલી !,
પ્રીતિના ભોજન, પ્રીતિના ભાજન શ્યામ પિયા
આજે જમી રમી લ્હેરે ઝૂલો વિહારી...મુકુટ.

ગોપી— ૧૦

બાંકે બલમાને બૈયાં મરોર ડારી;
છોડો છોડોજી છયલા મર્યાં હાય હારી--બાંકે.

## શેર.

અહા દિખાકે સનમ વો કમાલ કરતે હય;
દિલે આશકકો છુરીસે હલાલ કરને હય,
નામંજુર વસ્લકા સવાલ કરતે હય઼,
જીના આશકકા જહામે વબાલ કરતે હય઼,
નાજોકી પાલી મય઼ તો નારી અછૂતી કવારી—મલમા

ગોપી— ૧૧

મરદને મરઘડાનો શો એતબાર;
બન્ને કહે છે કે બૈરીને માર,
ન કરતા કદર કામિનીની ગમાર;
ન હુ તો કરૂ ખોટનો રોજગાર—મરદ.
કદાપિ ભૂડામા ભલાઇ ન આવે,
પુરૂષ નારીને લાત જૂતી લગાવે,
હુકમ બાયડી રાત ને દિન ઉઠાવે,
છતાં યે નરોની નજરમાંહિ નાવે,

**રમાનન્દ**—છે મારો રગ સહુ મર્દોથી નિરાળો,
**ગોપી**— કયાક ન હોય હવસનો ચાળો,
**રમાનન્દ**—તારા ધગડા મરઘડાને ભૂલી જા તુ:
પોપટ કે પ્રેમી કબુતર છું હું,
**ગોપી**— વાહરે પ્રિયતમ મનહરનાર—મરદ

(૧૨)

**ગોપી**— લાલ કવિ! લટકેથી સાથે ફરીશુ.

રમાનન્દ—નોટ લઇ હૉટલમાં ટોટલ ભરીશું,
બ્રાન્ડીનો ભરી ગલાસ,
ખાસ કરીશું વિલાસ;
ગોપી— પ્રેમનો વિકાસ ખાસ આનંદનો આપે ભાસ,
રમાનન્દ—તનમન સુખનો વિકાસ—વાલા
ગોપી— વિપ્ર ને કુભાર નાતરૂ કરીશુ,
રમાનન્દ—પોઝીશનથી મોટરમા ફરીશું,
ગોપી —ધૂળ દુશ્મનની આંખમાં ધરીશું,
રમાનન્દ—સાથે જીવીને સાથે મરીશું,
ગોપી —એવી ન વાણી, વદો છેલાણી,
મરે દુશ્મન ને આપણુ હસીશું—લાલ।

સુશીલા— (૧૩)

પ્રમદાને પિયુની પ્રીતિ જીવનનો સાર છે.
સર્વ સાર અસર જો નહીં પ્રેમમય સસાર છે,
દુખભારમા સસારમા પિયુ પ્રીતિ સુખ ભડાર છે.
નરનાર સહુને સ્નેહ વિના જીવન એ દુખભાર છે,
સહવાસ કે વનવાસમાં બસ પ્રેમ સુખ આધાર છે;
મર્મ એ સમજે નહી તેને ખરે ધીક્કાર છે,
જે દંપતી પ્રેમે વસે તેનો સફળ અવતાર છે.

સુશીલા— (૧૪)

અભાગી જો જાગી પળમા આખ મીંચાશે;
ભલઇ કરી લે કાઇ સુખ તો થવાશે,

અમર થવાનું નથી કોઇપણુ મરણુ ભમે માથે,
સુખ સાહ્યબી સઘળું છોડી જાવુ છે જીવડા ખાલી હાથે
એ જીવડા! ખાલી હાથે—અભાગી.
સગા સંબધી દૂર થશે જ્યા ચડયો ચીતા માથે,
પાપ પુન્ય બે વસ્તુ કેવળ છેવટની સાથી છે સંગાથે
કર મૈત્રી ધર્મ સાથે—અભાગી

ગઝલ— ૧૫

જોઇ રસીયો વિલાસી બની દાસી પ્રેમ પ્યાસી
ગઇ ભુલી સહુ સાન ભાન,
ગુઇ ભુલી હુ તો સાનભાન જોઇ રૂપ કામદેવની સમાન–જોઇ.
પ્યારો પ્રવાસી, રસીલો રસરાશી, મારો મોઘો
મનમાન્યો મહેમાન.
અલબેલો રસઘેલો;
પ્યારી કહીને બોલાવે, હસીને હસાવે,
બને જો એ અતરનો આરામ મુકી માન
મારૂ તન ધન કરૂ પ્રેમ પાને કુરબન.—ગઇ•

ગોપી ૧૬

બાઇ રે નાવલિયો છેલ છે લટકાળો,
છોગાળો એ તો, લાગે રસવાળો મને વ્હાલો—નાવલિયો,
વાણી મીઠી બોલે રસીલો,
શ્યામ કવિ રૂપાળો,
મારો મધૂરી મૂરતિવાળો ( રંગીલો )

રૂડો રઢિયાળો' મદીલો મદનમદવાળો.
ગોપી પરણી ફૂકકડ લાલો—નાવલિયો

ગોપા— ૧૭

વ્હાલા સુખની ઝારી ત્હારી પ્યારી નારી
રમાનંદ—વ્હાલી અંતરમાં છુપી પરી
ગોપી—વ્હાલા આવો ..... .. ..આહા
રમાનંદ—પ્યારી થાઓ.........આહા
ગોપી—જાઓ જાઓ...... ..આહા
રમાનંદ—પાઓ પાઓ
ગોપી—જાઓ જાઓ તમે જાઓ ધુતારા
બળ્યા તમારા ઢંગ.—વ્હાલા.

ચન્દા— ૧૮

સ્વપ્ન સ્નેહના સતાવે, રતિ સંદેશ લાવે, મદન પત્ર મોકલાવે,
મન ઘેનડી બનાવે વિરહ ઘેલડી—સ્વપ્ન,
આવી પ્રેમદાહ એ વિલાસી જગાવે;
ઘૂંટડો ન પ્રીતી પીયૂષનો ભરાવે,
હાય સદા શોકમાં ડુબાવે, હૃદયવેલડી સુકાવે—મને ઘેલડી.
થાકી વાટ જોઇ એ હઠીલો ન આવે,
જંગ અંગ અંગે અનંગ આ મચાવે,
બાણ મહા મોહનાં લગાવે, ચપળ ચિતડું ચળાવે—મને ઘેલડી.

ચન્દા— ૧૯

ધારો રસીની દીન નારીરે મોહન મન મંદિરે,
થાઓ પ્રીતમજી મારા, કોડીલા કામણગારા—ધારો.

## સાખી.

દૂર દિલથી સહૂ સંસાર કરૂં કે ન કરૂં;
અંતરે આપનો આગાર કરૂં કે ન કરૂં;
તમે ફિકરશો કે જફા મારી વફાને બદલે;
કહોને અય સનમ ! હું પ્યાર કરૂં કે ન કરૂં ?—ધારો.

(૨૦)

ચન્દા— કામણગારા છોજી પ્યારા મારા મોહન મન હરનાર હૈયાહારછો
જીવન ધન તમને હું સોંપુ સ્વામી અબળાના આધાર—
સુખ ભંડાર છો.
કામણગારા, પ્રિયતપ્યારા મારા મોહન મનહરનાર હૈયાહારછો.
વિલાસી— બાળા અમે પ્રેમી પંખી વિલાસી
અમે પ્રેમ પાને રહીએ વિકાસી—કામણગારા૦
ચન્દા— વ્હાલાને રૂપે ઘેલી.
વિલાસી—વ્હાલી મુજ જીવનવેલી.
ચન્દા— પામી હું આજે તો મન માન્યો પતિ.
વિલાસી— રસિકા રસિલી રૂપ ગુણમાં રતિ;
ચન્દા— ફુલની કળી છું
વિલાસી— પ્યારી ચૂમુ હું—કામણગારા૦

(૨૧)

રમાનંદ—દિન એક એવો આવશે
જ્યારે દયા ઝરણો ઝરંતાં પાપીનેય પખાળશે-દિન૦
કલી કાલમાં પણ વીર નારી દેશને દીપાવશે;

નિજધર્મને પતી ભક્તિથી સંસાર સ્વર્ગ બનાવશે. હિન.
દઢ આત્મબળથી આર્ય બાળા આવશે રણભુમીમાં·
પરમાર્થની પ્રતીમા બની તે સ્વાર્થ લોભ ઘટાવશે-હિન.

(૨૨)

તવાયફ— પીયો મોરે છયલા ! યે મહવાકી પ્યાલી;
ખુમ ભરા હય જામ કીજે ખાલી;
ગમ ટલે હો ખુશહાલી--છયલા

શેર.

જામ યે ઇક્સીરકા હય રાત દિન ચલતા રહે
ગમ અલમ રોજ ઓ શબ પે દીલકા હાથ દો મલતા રહે,
ભર સાકી તૂ યે મય જામ--રે છયલા.

રમાનંદ— [૨૩]

[CHORUS]

I am marreid you know,
reserved my life, now reserved my life.
for Gopy my wife.
This is the latest, greatest fashion—
that we are going to show, to you.
hip hip, hip hip, hurrah!

[કોરસ]

આઇ ઍમ મૅરીડ યુ નો;
રીઝર્વ્ડ માઇ લાઇફ, નાઉ રીઝર્વ્ડ માઇ લાઇફ

ફૅાર ગોપી માઇ વાઇફ
ધીસ ઇઝ ધી લેટેસ્ટ, લેટેસ્ટ ફૅશન-
ધટ વી આર ગોઇંગ ટુ શો, ટુ યુ.
હીપ હીપ, હીપ હીપ, હુરરા !

(૨૪)

રમાનન્દ— વાવારે પ્યારી કામણગારી,
મને ઘાયલ કીધો તે મારી મોહબાણ
ગોપી— છોડોને છેડ અહી જોશે મસાણી,
રમાનંદ— જોશે તો રોશે બેટો રાગ તાણી.
શાને ડરે છે વ્હાલી એ મુંજાણ ?
બોલે કોઇતો બતાવુ મસાણ
આશારામ-- કેવી હું જો જે માડું છુ મોકાણ
ગોપી— વ્હાલા તારી દીલજાન મારુ તુ છે ગુમાન
રમાનંદ— લટકા મટકાથી આ કાળજડુ કોર્યું
હવે ધીમેથી તાણ તારી તીરછી કમાન—વાવારે.

( ૨૫ )

ગોપી-- હાથ છોડો કંકણ નંદાએ,
ઓહ હાય વોય વોય
રમાનંદ-- રૂપ જોઇ મને કાંઇ કાંઇ થાયે,
અરે હાય હાય હાય
ગોપી-- છોડો છબીલા હું ગઇ હારી
બળી તમારી ટેવ નઠારી,

છોડો છોડો મારો હાથ મરડાઇ જાય છે.
રમાનંદ— મારા નાનાભાઇની ભાભી એમાં શું થાયછે?
ગોપી— મારો જીવ જાય છે, બહુ દુઃખ થાય છે;
રમાનંદ— તારા નખરાથી મને આમ આમ થાય છે,
અરે હાય હાય હાય—હાથ છોડો.

મદાકિની— (૨૬)

પામી મનુષ્ય દેહ આ સુકૃત જો ન કરાય,
જાત કજાત ગણાય ને માત તાત લજવાય

છે પરસ્ત્રી સંગત ઝેર હળાહળ જીવન તન ધનને હરશે.
જન જે પડશે એ મોહકુપમા મ્હોત વિના તે સૌ મરશે.
નહીં અંધ બનીને અધર્મ કરવો અભીમાને મરડાઇ કદી;
લાખ શુર રાવણ કીચક સમ રણમાં ક્ષણમાં ગયા ખપી.
પર દોલત માનો પત્થર જેવી, પરસ્ત્રી જાણો માત સમાન;
એ વેદ વાકયને જો અનુસરશો તો અંતે મળશે ભગવાન.

ગોપી— ૨૭

હું તો છેલી છબીલી અલબેલી
રસીક રસવેલી સુગંધે ભરેલી
નાજુક નવેલી. હું તો૦
રંગે રસીલી હેતે હઠીલી
પ્રાણપતીની નાર વરેલી
સંગે વસેલી થઇ હું ઘેલી
ભાવે ભરેલી પ્રીતે ઠરેલી, હું તો૦

રમાનન્દ— (૨૮)

આર્ય ઉજળા જેહ મનાતા
તે આજે સહુ અધમ બન્યા છે— આર્ય૦

અધર્મ ધારે ન્યાય વિદારે
પાપ પ્રસારે, છળબળ સારે— આર્ય૦
સંસાર છે દુઃખકર, વ્યભિચાર ઘરઘર
વાધ્યો ભૂતલપર અધમ બન્યા છે— આર્ય૦
અવર પુરૂષ ઇચ્છે નારી, શીલ તજી થઇ બાજારી
દુર્ગતિ શી ભારત! તારી; બન્યાં અધર્મી નરનારી
ધર્મ નીતિને સંહારી; આર્ય માતનાં ગૌરવ ધારી
સંતાનો સહુ દુરાચારી–અધમ બન્યા છે—અર્ય૦

[illegible]ો— ૨૯

રસીલાજી રે મનમાં વેદના શાને જગાડી,
અલબેલા! રજની ક્યારે વીતાડી?–હો રસીલાજી.
વીતી પાસાં બદલતા, વેરણ થઇને રાત,
તોય ન આવ્યા કથજી, ! છેવટ થયો પ્રભાત;
જાણ્યું ન છેલ! હશો આવા ધુતારા;
બોલ્યુ ન પાળનાર જુઠા ઠગારા—હો રસીલાજી.'
પાસ હવે નહિ આવશો, કરો દુરથી વાત;
મોતી તો મોંઘા નથી મોંઘો છે જગતાત
છળશો નહિ છેલા! છળબળથી નારી,
આંખ કામણગારી મારી,
સમજો રસ ઘેલા! છેડ ન આ સારી,
છેડલો છોડો હું હારી—હો રસીલાજી.

[illegible]કુંવારી— ૩૦

કાંટા લાગોરે દેવરિયા મોસે સંગ ચલો ના જાય,
સંગ ચલો ના જાય મોસે સંગ ચલો ના જાય—કાંટા.

પીર હાયરે પ્રાન લેત હય, નિકસત નાહી દુખ દેત હય;
જાઓ દેવરિયા ! બૈદ બુલાવો:
કાંટા યે બયરી નિકસાવો;
લાગો અરરરરરરર લાગોરે.–દેવરિયા મોસે સંગ.

૩૧

નદલાલ—દોડો દોડો બળવાખોરો માર મારવા આવ્યા છે,
આશારામ—પીટો ખુબ ખુબ
રમાનંદ—હાથે આવ્યો છે એ પાજી—
આશારામ—પાપ નઠારાં કરવામા આ નખેદ નંદો ફાવ્યો છે;
ગોપી—મારો,
નદલાલ—ના ના,
ગોપી- ચરબી એની તાવો તાજી-- દોડો.
એ છે બદમાશ કરે ધર્મનો વિનાશ,
કરે પાપથી વિલાસ, એને દો એવો ત્રાસ,
નંદલાલ--તમને સમજાવું શેણે,
આશારામ-વળશે ન કાઇ કેણે,
રમાનદ--( પોજીશનમા પૂળો મૂકી તોડુ તારી ટાલ )-દોડો.
ચદા— (૩૨)
અગર તે યાર મારો તો સફળ સંસાર મારો છે;
કૃપા તેની થતા જાણીશ કે કિરતાર મારો છે--અગર.
મદીલી આખ તેની જોઇને ચકચૂર બેઠી છું,
બની બેહોશ જેની તે ખરો હુશિયાર મારો છે--અગર.
ન મસ્જિદમા ન મદિરમા ન મકકામા ન કાશીમાં;
ફકત આ દિલ બની દિલમા વસ્યો દિલદાર મારો છે--અગર.

(૩૩)

**સખીઓ**—નવ યૌવન મદમાતી નારી, પતિ રતિરસ છલકાવે;
કેશની કાળી ઘટા, મુખચન્દ્રની છટા,
શેષ ચન્દ્ર લોભાવે—નવ યૌવન૦
કામ યુદ્ધ ભૂમીની વીરા, કામદુર્ગ દ્રઢ રાખી ધીરા;
રૂપ રતિની અસી, ઘર કરમા ધરી;

**ચન્દા**— જાઓ જાઓ પ્રિયતમજી આવે—નવયોવન૦

(૩૪)

**વિલાસી**—લલના લટકાવાળી,

**ચન્દા**— વનિતાવનના રસભોગી માળી—લલના
છળી છેલ છોગાળા છળથી, ભામા ભોળી ભાળી,
પ્રેમ જાદુથી ભુરકી નાખી,

**વિલાસી**—પાઇ તે પ્રેમ પ્યાલી—વનિતા વનના૦
કામબાણ મારે છે બળથી, તારી કીકી કાળી,
મોહશસ્ત્રથી નાખ્યો વીંધી,

**ચન્દા**— પરણીશુ હાથ ઝાલી—વનિતા વનના૦

(૩૫)

**સર્વ** - (ભારતવાક્ય)
સંસારે સાગર સુખનો છલકાજે,
વિકસો દયા સુમન—સંસારે૦
ધાન્ય ધને, પુણ્ય ધને, શુદ્ધ મને, ભારત મલકાજે-
પાપ અરી, દૂર કરી, ધર્મ ભરી, કુમતિ હરી,
વિભુવર સચરાચર જગના દે જન્મ મરણ ફેરો ટાળી,
તુ છે દાતા ત્રિભુવન ત્રાતા, જય જય કર—સંસારે૦

**સમાપ્ત.**

# જાહેર ખબર.

અમારી કંપનીના નીચલા નાટકોના ગાયનોની ચોપડીઓ જ્યાં અમારો મુકામ હશે ત્યાંથી નીચલી કીંમતે રોકડેથી અથવા વેલ્યુપેબલ પારસલથી મગાવ્યાથી મળશે.

| ચોપડીનું નામ | કિંમત |
|---|---|
| માયા મોહિની ... ... ... .. | ૦–૨–૦ |
| માલતી-માધવ ... ... .. ... | ૦–૨–૦ |
| પિતૃભક્ત પ્રભાકર ... ... ... | ૦–૨–૦ |
| સાગર સરિતા ... . ... ... | ૦–૨–૦ |
| મુદ્રા પ્રતાપ ... ... .. | ૦–૨–૦ |
| અનંગ પ્રભા .. .. .. ... | ૦–૨–૦ |